દાદા ભગવાન કથિત

# ભોગવે એની ભૂલ



આપણને કંઇ પણ દુઃખ ભોગવવું પડે છે, તે આપણી જ ભૂલનું પરિણામ છે.



દાદા ભગવાન પ્રરૂપિત

# ભોગવે એની ભૂલ

સંકલન : ડૉ. નીરુબેન અમીન

**પ્રકાશક : શ્રી અજિત સી. પટેલ**
**દાદા ભગવાન આરાધના ટ્રસ્ટ**
દાદા દર્શન, ૫, મમતાપાર્ક સોસાયટી,
નવગુજરાત કોલેજ પાછળ, ઉસ્માનપુરા,
અમદાવાદ-૩૮૦૦૧૪, ગુજરાત.
**ફોન :** (૦૭૯) ૩૯૮૩૦૧૦૦



| | | | |
|---|---|---|---|
| **પ્રથમ આવૃતિ** | : | ૫,૦૦૦ | મે, ૧૯૯૭ |
| **રીપ્રિન્ટ** | : | ૫,૦૬,૦૦૦ | જુલાઈ ૧૯૯૭ થી ઓક્ટોબર, ૨૦૧૪ |
| **નવી રીપ્રિન્ટ** | : | ૨૫,૦૦૦ | નવેમ્બર, ૨૦૧૪ |

**ભાવ મૂલ્ય : 'પરમ વિનય' અને**
**'હું કંઈ જ જાણતો નથી', એ ભાવ !**

**દ્રવ્ય મૂલ્ય : ૭ રૂપિયા**

**મુદ્રક** : અંબા ઓફસેટ
પાર્શ્વનાથ ચેમ્બર્સના બેઝમેન્ટમાં,
નવી રિઝર્વ બેંક પાસે, ઉસ્માનપુરા,
અમદાવાદ-૩૮૦૦૧૪
**ફોન :** (૦૭૯) ૨૭૫૪૨૯૬૪

## દાદા ભગવાન પ્રરૂપિત આધ્યાત્મિક પ્રકાશનો



**(ગ્રં.-ગ્રંથ,સં.-સંક્ષિપ્ત, પૂ.-પૂર્વાર્ધ, ઉ.-ઉતરાર્ધ)**

હિન્દી, અંગ્રેજી, મરાઠી, તેલુગુ, મલયાલમ, પંજાબી, ઉડીયા, જર્મન તથા સ્પેનીશ ભાષામાં ભાષાંતરિત થયેલા પરમ પૂજ્ય દાદા ભગવાનના પુસ્તકો પણ ઉપલબ્ધ છે.

**'દાદાવાણી' મેગેઝિન દર મહિને ગુજરાતી, હિન્દી તથા અંગ્રેજી ભાષામાં પ્રકાશિત થાય છે.**

## ત્રિમંત્ર








**નમો અરિહંતાણં**
**નમો સિદ્ધાણં**
**નમો આયરિયાણં**
**નમો ઉવજ્ઝાયાણં**
**નમો લોએ સવ્વસાહૂણં**
**એસો પંચ નમુક્કારો;**
**સવ્વ પાવપ્પણાસણો**
**મંગલાણં ચ સવ્વેસિં;**
**પઢમં હવઈ મંગલં ૧**
**ૐ નમો ભગવતે વાસુદેવાય ૨**
**ૐ નમઃ શિવાય ૩**
**જય સચ્ચિદાનંદ**



# 'દાદા ભગવાન' કોણ ?

જૂન ઓગણીસસો અઠ્ઠાવનની એ સમી સાંજનો છએક વાગ્યાનો સમય, ભીડમાં ધમધમતું સુરતનું સ્ટેશન, પ્લેટફોર્મ નં. ૩ પરનાં રેલવેનાં બાંકડા પર બેઠેલા અંબાલાલ મૂળજીભાઈ પટેલ રૂપી મંદિરમાં કુદરતી ક્રમે અક્રમ સ્વરૂપે કંઈક જન્મોથી વ્યક્ત થવા મથતા 'દાદા ભગવાન' સંપૂર્ણપણે પ્રગટ થયા ! અને કુદરતે સર્જ્યું અધ્યાત્મનું અદ્‌ભૂત આશ્ચર્ય ! એક કલાકમાં વિશ્વદર્શન લાધ્યું ! 'આપણે કોણ ? ભગવાન કોણ ? જગત કોણ ચલાવે છે ? કર્મ શું ? મુક્તિ શું ? 'ઈ. જગતનાં તમામ આધ્યાત્મિક પ્રશ્નોનાં સંપૂર્ણ ફોડ પડ્યા ! આમ કુદરતે, જગતને ચરણે એક અજોડ પૂર્ણ દર્શન ધર્યું અને તેનું માધ્યમ બન્યા શ્રી અંબાલાલ મૂળજીભાઈ પટેલ, ચરોતરનાં ભાદરણ ગામનાં પાટીદાર, કંટ્રાક્ટનો ધંધો કરનાર, છતાં પૂર્ણ વીતરાગ પુરુષ !

એમને પ્રાપ્તિ થઈ તે જ રીતે માત્ર બે જ કલાકમાં, અન્યને પણ પ્રાપ્તિ કરાવી આપતાં, એમના અદ્‌ભૂત સિધ્ધ થયેલા જ્ઞાનપ્રયોગથી ! એને અક્રમ માર્ગ કહ્યો. અક્રમ એટલે ક્રમ વિનાનો અને ક્રમ એટલે પગથિયે પગથિયે, ક્રમે ક્રમે ઊંચે ચઢવાનો ! અક્રમ એટલે લિફ્ટ માર્ગ ! શોર્ટકટ !

તેઓશ્રી સ્વયં પ્રત્યેકને 'દાદા ભગવાન કોણ ?'નો ફોડ પાડતા કહેતાં કે, ''આ દેખાય છે તે 'દાદા ભગવાન' ન્હોય. દાદા ભગવાન તો ચૌદલોકના નાથ છે, એ તમારામાંય છે, બધામાંય છે. તમારામાં અવ્યક્તરૂપે રહેલા છે ને 'અહીં' સંપૂર્ણપણે વ્યક્ત થયેલા છે ! હું પોતે ભગવાન નથી. મારી અંદર પ્રગટ થયેલા દાદા ભગવાનને હું પણ નમસ્કાર કરું છું.''

દાદાશ્રી ગામેગામ-દેશવિદેશ પરિભ્રમણ કરીને મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરાવતાં હતાં. દાદાશ્રીએ પોતાની હયાતીમાં જ પૂજ્ય ડૉ. નીરુબહેન અમીન (નીરુમા)ને આત્મજ્ઞાન પ્રાપ્તિ કરાવવાની જ્ઞાનસિદ્ધિ આપેલ. દાદાશ્રીના દેહવિલય બાદ નીરુમા તે જ રીતે મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ નિમિત્ત ભાવે કરાવતા હતા. પૂજ્ય દીપકભાઈ દેસાઈને દાદાશ્રીએ સત્સંગ કરવા માટે સિદ્ધિ આપેલ. નીરુમાની હાજરીમાં તેમના આશીર્વાદથી પૂજ્ય દીપકભાઈ દેશ-વિદેશોમાં ઘણાં ગામો-શહેરોમાં જઈને આત્મજ્ઞાન કરાવી રહ્યા હતા. જે નીરુમાના દેહવિલય બાદ ચાલુ જ છે. આ આત્મજ્ઞાન મેળવ્યા બાદ હજારો મુમુક્ષુઓ સંસારમાં રહીને જવાબદારીઓ પૂરી કરતાં પણ મુક્ત રહી આત્મરમણતા અનુભવે છે.

# સંપાદકીય

આપણને કંઈ પણ ભૂલ વગર ભોગવવાનું આવે છે ત્યારે હૃદય વારંવાર દ્રવી દ્રવીને પોકારે છે કે આમાં મારી શી ભૂલ ? આમાં મેં શું ખોટું કર્યું ? છતાંય ઉત્તર મળતો નથી એટલે પછી આપણી મહીં રહેલા વકીલો વકીલાત કરવાની ચાલુ જ કરી દે કે મારી આમાં કંઈ જ ભૂલ નથી. આમાં તો સામાની જ ભૂલ છે ને ? છેવટે એવું જ મનાવી લે, જસ્ટીફાય કરાવી દે કે 'પણ એણે જો આવું ના કર્યું હોત તો પછી મારે આવું ખરાબ શું કામ કરવું પડત કે બોલવું પડત ?' આમ પોતાની ભૂલ ઢાંકે ને સામાની જ ભૂલ છે એમ પૂરવાર કરે. અને કર્મોની પરંપરા સર્જાય !

પરમ પૂજ્ય દાદાશ્રીએ સામાન્યમાં સામાન્ય માણસને સર્વ રીતે સમાધાન કરાવે એવું એક જીવનોપયોગી સૂત્ર આપ્યું કે આ જગતમાં ભૂલ કોની ? ચોરની કે જેનું ચોરાય એની ? આ બેમાં ભોગવે છે કોણ ? જેનું ચોરાયું એ જ ભોગવે ને ! જે ભોગવે એની ભૂલ ! ચોર તો પકડાશે ને ભોગવશે ત્યારે એની ભૂલનો દંડ આવશે, આજે પોતાની ભૂલનો દંડ આવી ગયો. પોતે ભોગવે પછી કોને દોષ દેવાનો રહે ? પછી સામો નિર્દોષ જ દેખાય. આપણા હાથથી ટી-સેટ (કપ-રકાબી) તૂટે તો કોને કહીએ ? અને નોકરથી તૂટે તો ? એના જેવું છે. ઘરમાં, ધંધામાં, નોકરીમાં બધે જ 'ભૂલ કોની છે ?' ખોળવું હોય તો તપાસ કરી લેવી કે આમાં ભોગવે છે કોણ ? એની ભૂલ. ભૂલ છે ત્યાં સુધી જ ભોગવટો છે. જ્યારે ભૂલ ખલાસ થઈ જશે ત્યારે આ દુનિયાની કોઈ વ્યક્તિ, કોઈ સંયોગ આપણને ભોગવટો આપી નહીં શકે.

પ્રસ્તુત સંકલનમાં દાદાશ્રી એ 'ભોગવે એની ભૂલ'નું વિજ્ઞાન ખુલ્લું કર્યું છે. જે ઉપયોગમાં લેવાથી પોતાના તમામ ગૂંચવાડા ઊકલી જાય તેવું અમૂલ્ય જ્ઞાનસૂત્ર છે.

**ડૉ. નીરુબેન અમીનના જય સચ્ચિદાનંદ.**

# ભોગવે એની ભૂલ

## કુદરતના ન્યાયાલયમાં...

આ જગતના ન્યાયાધીશ તો ઠેર ઠેર હોય છે પણ કર્મ જગતના કુદરતી ન્યાયાધીશ તો એક જ, 'ભોગવે એની ભૂલ.' આ એક જ ન્યાય છે. તેનાથી આખું જગત ચાલી રહ્યું છે અને ભ્રાંતિના ન્યાયથી આખોય સંસાર ઊભો છે.

એક ક્ષણવાર જગત કાયદા વગર રહેતું નથી. ઈનામ આપવાનું હોય તેને ઈનામ આપે છે, દંડ આપવાનો હોય તેને દંડ આપે છે. જગત કાયદાની બહાર ચાલતું નથી, કાયદેસર જ છે, સંપૂર્ણ ન્યાયપૂર્વક જ છે. પણ સામાની દૃષ્ટિમાં નહીં દેખાવાથી સમજાતું નથી. એ દૃષ્ટિ નિર્મળ થશે ત્યારે ન્યાય દેખાશે. સ્વાર્થ દૃષ્ટિ હોય, ત્યાં સુધી ન્યાય કેમ દેખાય ?

## બ્રહ્માંડના સ્વામીને ભોગવવાનું કેમ ?

આ આખું જગત 'આપણી' માલિકીનું છે. આપણે 'પોતે' બ્રહ્માંડના માલિક છીએ. છતાં આપણને દુઃખ કેમ ભોગવવું પડ્યું, તે ખોળી કાઢને ? આ તો આપણે આપણી ભૂલે બંધાયા છીએ. કંઈ લોકોએ આવીને બાંધ્યા નથી. તે ભૂલ ભાંગે પછી મુક્ત. અને ખરેખર તો મુક્ત જ છે, પણ ભૂલને લીધે બંધન ભોગવે છે.

આ પોતે જ ન્યાયાધીશ ને પોતે જ ગુનેગાર ને પોતે જ વકીલ, તે ન્યાય કઈ બાજુ લઈ જાય ? પોતાની બાજુ જ. પછી પોતે પોતાને

ફાવતો જ ન્યાય કરે ને ! તે પોતે નિરંતર ભૂલો જ કરે. આમ ને આમ જીવ બંધાયા કરે છે. મહીંથી ન્યાયાધીશ બોલે છે કે તમારી ભૂલ થઈ છે. તે પાછો મહીંનો જ વકીલ વકીલાત કરે કે આમાં મારો શો દોષ ? એમ કરીને જાતે જ બંધનમાં આવે. પોતાના આત્મહિત માટે જાણી લેવું જોઈએ કે, કોના દોષે બંધન છે. ભોગવે એનો જ દોષ. દેખીતી રીતે ચાલુ (લોક) ભાષામાં અન્યાય છે પણ ભગવાનની ભાષાનો ન્યાય તો એમ જ કહે છે કે, 'ભોગવે એની ભૂલ.' એ ન્યાયમાં તો બહારના ન્યાયાધીશનું કામ જ નહીં.

જગતની વાસ્તવિકતાનું રહસ્યજ્ઞાન લોકોના લક્ષમાં જ નથી અને જેનાથી ભટક ભટક કરવું પડે, એ અજ્ઞાન-જ્ઞાનની બધાને ખબર છે. આ ગજવું કપાયું, તેમાં કોની ભૂલ ? આના ગજવામાંથી ના કપાયું ને તારું જ કેમ કપાયું ? તમારા બેમાંથી અત્યારે કોણ ભોગવે છે ? 'ભોગવે એની ભૂલ !' આ 'દાદા'એ જ્ઞાનમાં 'જેમ છે તેમ' જોયું છે કે, ભોગવે એની જ ભૂલ છે.

## સહન કરવાનું કે સમાવવાનું ?

લોકો સહનશક્તિ વધારવાનું કહે છે, પણ તે ક્યાં સુધી રહે ? જ્ઞાનની દોરી તો ઠેઠ સુધી પહોંચે. સહનશક્તિની દોરી ક્યાં સુધી પહોંચે ? સહનશક્તિ લિમિટવાળી છે, જ્ઞાન અનલિમિટેડ છે. આ 'જ્ઞાન' જ એવું છે કે કિંચિત્‌માત્ર સહન કરવાનું રહે નહીં. સહન કરવું એ તો લોખંડને આંખથી જોઈને ઓગાળવું. એટલે શક્તિ જોઈએ. જ્યારે જ્ઞાનથી કિંચિત્‌માત્ર સહન કર્યા વગર પરમાનંદ સાથે મુક્તિ ! પાછું સમજાય કે આ તો હિસાબ પૂરો થાય છે ને મુક્ત થવાય છે.

જે દુઃખ ભોગવે એની ભૂલ અને સુખ ભોગવે તો એ એનું ઈનામ. પણ ભ્રાંતિનો કાયદો નિમિત્તને પકડે. ભગવાનનો કાયદો-રિયલ કાયદો, એ તો જેની ભૂલ હોય તેને જ પકડે. આ કાયદો એક્ઝેક્ટ છે અને તેમાં કોઈ ફેરફાર કરી શકે તેમ છે જ નહીં. જગતમાં એવો કોઈ કાયદો નથી

કે જે કોઈને ભોગવટો આપી શકે ! સરકારનોય કાયદો ભોગવટો ના આપી શકે.

આ ચાનો પ્યાલો તમારી જાતે ફૂટે તો તમને દુઃખ થાય ? જાતે ફોડો તો તમારે સહન કરવાનું હોય ? અને જો તમારા છોકરાથી ફૂટે તો દુઃખ, ચિંતા ને બળતરા થાય. પોતાની જ ભૂલોનો હિસાબ છે એમ જ સમજાય તો દુઃખ કે ચિંતા થાય ? આ તો પારકાંના દોષ કાઢીને દુઃખ ને ચિંતા ઊભી કરે છે ને નરી બળતરા જ રાત-દહાડો ઊભી કરે છે અને ઉપરથી પોતાને એમ લાગે છે કે મારે બહુ સહન કરવું પડે છે.

પોતાની કંઈ ભૂલ હશે તો જ સામો કહેતો હશે ને ? માટે ભૂલ ભાંગી નાખોને ! આ જગતમાં કોઈ જીવ કોઈ જીવને તકલીફ આપી શકે નહીં, એવું સ્વતંત્ર છે અને તકલીફ આપે છે તે પૂર્વે ડખલ કરેલી તેથી. તે ભૂલ ભાંગી નાખો પછી હિસાબ રહે નહીં.

**પ્રશ્નકર્તા** : આ થિયરી બરાબર સમજાય તો મનને બધા પ્રશ્નોનું સમાધાન રહે.

**દાદાશ્રી :** સમાધાન નહીં, એક્ઝેક્ટ એમ જ છે. આ ગોઠવી કાઢેલું નથી, બુદ્ધિપૂર્વકની વાત નથી, આ જ્ઞાનપૂર્વકનું છે.

## આજે ગુનેગાર - લૂંટારુ કે લૂંટાનાર ?

આ સમાચારોમાં રોજ આવે કે, 'આજે ટેક્સીમાં બે માણસોએ આને લૂંટી લીધા, ફલાણા ફલેટનાં બાઈસાહેબને બાંધી લૂંટ ચલાવી.' આ વાંચીને આપણે કંઈ ભડકવાની જરૂર નથી કે હું યે લૂંટાઈ જઈશ તો ? આ વિકલ્પ એ જ ગુનો છે. એનાં કરતાં તું તારે સહજમાં ફર્યા કરને ! તારો હિસાબ હશે તો લઈ જશે, નહીં તો કોઈ બાપોય પૂછનાર નથી. માટે તું નિર્ભય થઈને ફર. આ પેપરવાળા તો લખે, માટે આપણે શું બી જવું ? આ તો થોડાં ઓછાં પ્રમાણમાં ડાઈવોર્સ થાય છે, એ સારું છે. જો વધારે ડાઈવોર્સ થવા માંડે તો બધાંની શંકાને સ્થાન મળે કે આપણેય

ડાઈવોર્સ થશે તો ? એક લાખ માણસ જે જગ્યાએ લૂંટાય, ત્યાં તમે ડરશો નહીં. તમારો કોઈ બાપોય ઉપરી નથી.

લૂંટનારો ભોગવે છે કે લૂંટાયેલો ભોગવે છે ? કોણ ભોગવે છે, તે જોઈ લેવું. બહારવટિયા મળ્યા ને લૂંટી લીધા, પછી રડવાનું નહીં, આગળ પ્રગતિ માંડવાની.

જગત દુઃખ ભોગવવા માટે નથી, સુખ ભોગવવા માટે છે. જેનો જેટલો હિસાબ હોય તેટલું થાય. કેટલાંક એકલું સુખ ભોગવતા હોય છે, તે શાથી ? કેટલાંક એકલું દુઃખ જ ભોગવતા હોય છે, એ શાથી ? પોતે એવાં હિસાબ લાવ્યો છે તેથી.

'ભોગવે એની ભૂલ' આ એક જ શબ્દ ઘેર લખી રાખ્યો હોય ને તો ભોગવતી વખતે જાણજો કે આ ભૂલ કોની ? એટલે આ કેટલાંય ઘરોમાં મોટા અક્ષરે દિવાલો ઉપર લખેલું રાખે છે કે 'ભોગવે એની ભૂલ !' પછી વાત ભૂલાય જ નહીં ને !

આખી જિંદગી જો કોઈ માણસ આ શબ્દ યથાર્થ રીતે સમજીને વાપરે તો ગુરુ કરવાની જરૂર નથી ને એ શબ્દ જ એને મોક્ષે લઈ જાય એવો છે.

## અજાયબ વેલ્ડિંગ થયું આ

'ભોગવે એની ભૂલ' એ તો બહુ મોટું વાક્ય કહેવાય. એ સંજોગાનુસાર કોઈ કાળના હિસાબે શબ્દોનું વેલ્ડિંગ થાય છે. વેલ્ડિંગ થયા સિવાય કામ ના આવે ને ! વેલ્ડિંગ થઈ જવું જોઈએ. એ શબ્દ વેલ્ડિંગ સાથે છે. એનાં ઉપર તો મોટું પુસ્તક લખાય એટલો બધો એમાં સાર છે !

એક 'ભોગવે એની ભૂલ' આટલું કહ્યું, તો એક બાજુનું આખું પઝલ ઊડી ગયું અને બીજું 'વ્યવસ્થિત' કહ્યું, તો બીજી બાજુનું પઝલ પણ ઊડી જાય. જે પોતાને દુઃખ ભોગવવું પડે છે એ પોતાનો જ દોષ, બીજાં કોઈનો દોષ નહીં. જે દુઃખ દે, એની ભૂલ નહીં. દુઃખ દે, એની

ભૂલ સંસારમાં અને આ ભોગવે એની ભૂલ, એ ભગવાનના કાયદામાં.

**પ્રશ્નકર્તા** : દુઃખ આપનારને ભોગવવું તો પડશે જ ને ?

**દાદાશ્રી :** પછી એ ભોગવે તે દહાડે એની ભૂલ ગણાશે પણ આજે તમારી ભૂલ પકડાઈ.

## ભૂલ, બાપની કે બેટાની ?

એક બાપ છે, એનો છોકરો રાત્રે બે વાગે આવે. આમ પચાસ લાખની પાર્ટી, એકનો એક છોકરો ! બાપ છે તે રાહ જોઈને બેઠો હોય કે ભઈ આવ્યો કે નથી આવ્યો ? ને ભઈ આવે ત્યારે લથડીયા ખાતો ખાતો ઘરમાં પેસે. તે બાપ પાંચ-સાત વખત કહેવા ગયાને, તે ચોપડેલી. એટલે આવતાં રહેલાં. પછી આપણા જેવાં કહેને, મેલોને પૈડ. મૂઆને પડી રહેવા દોને ! તમે તમારે સૂઈ જાવને નિરાંતે. 'છોકરો તો મારો ને !' કહેશે. લે ! જાણે એની સોડમાંથી ના નીકળ્યો હોય !

એટલે પેલો આવીને સૂઈ જાય. પછી મેં એમને પૂછયું, 'છોકરો ઊંઘી જાય છે, પછી તમે ઊંઘી જાવ છો કે નહીં ?' ત્યારે કહે, 'મને શી રીતે ઊંઘ આવે ?! આ ઢોંગરો દારૂ પીને આવીને ઊંઘી જાય અને હું કંઈ ઢોંગરો છું ?' મેં કહ્યું, 'એ તો ડાહ્યો છે.' જો આ ડાહ્યા દુઃખ પામે છે ! તે પછી મેં એમને કહ્યું, 'ભોગવે એની ભૂલ. એ ભોગવે છે કે તમે ભોગવો છો ?' ત્યારે કહે, 'એ તો હું ભોગવું છું ! આખી રાત ઉજાગરો...' મેં કહ્યું, 'એની ભૂલ નથી, આ તમારી ભૂલ છે. તમે ગયા અવતારે ફટવ્યો છે, તેનું ફળ આ મળે છે. તમે ફટવેલોને, તે આ માલ તમને આપવા આવ્યો છે.' આ બીજા ત્રણ દીકરા સારા છે, એનો આનંદ તું કેમ નથી લેતો ? બધી આપણી જ ઊભી કરેલી મુશ્કેલીઓ છે. આ જગત સમજવા જેવું છે ! આ ડોસાના વંઠેલા છોકરાને મેં એક દિવસ પૂછયું, 'અલ્યા, તારા બાપાને તો બહુ દુઃખ થાય છે ને તને કશું દુઃખ નથી થતું ?' છોકરો કહે, 'મને શેનું દુઃખ ? બાપ કમાઈને બેઠા છે. એમાં મારે શેની ચિંતા ! હું તો મઝા કરું છું.'

એટલે આ બાપ-દીકરામાં ભોગવે છે કોણ ? બાપ. માટે બાપની જ ભૂલ. ભોગવે એની ભૂલ. આ છોકરો જુગાર રમતો હોય, ગમે તે કરતો હોય, એમાં એના ભાઈઓ નિરાંતે ઊંઘી ગયા છે ને ! એના મધર પણ નિરાંતે ઊંઘી ગયાં છે ને ! અને અક્કરમી આ ડોસો એકલો જ જાગે છે. માટે એની ભૂલ. એની શી ભૂલ ? ત્યારે કહે, આ ડોસાએ આ છોકરાને પૂર્વભવમાં ફટવેલો. તે ગયા અવતારના આવા ઋણાનુબંધ પડ્યા છે. તેથી ડોસાને આવો ભોગવટો આવે છે અને છોકરો એની ભૂલ ભોગવશે, ત્યારે એની ભૂલ પકડાશે. આ તો બેમાંથી શેકાય છે કોણ ? જે શેકાય છે, એની જ ભૂલ. આ આટલો એક જ કાયદો સમજી ગયા તો આખો મોક્ષમાર્ગ ખુલ્લો થઈ ગયો !

પછી એ બાપને કહ્યું, હવે એને સવળું થાય એવો રસ્તો આપણે કર્યા કરવો. એને કેમ ફાયદો થાય, નુકસાન ના થાય એવો ફાયદો કર્યા કરવાનો. માનસિક ઉપાધિ નહીં કરવી. દૈહિક કામ એને માટે ધક્કા ખાવા, બધું કરવું. પૈસા આપણી પાસે હોય તો આપી છૂટવા પણ માનસિકને સંભારવું નહીં.

નહીં તોય આપણે ત્યાં તો કાયદો શો છે ? ભોગવે એની ભૂલ છે. દીકરો દારૂ પીને આવ્યો ને નિરાંતે સૂઈ ગયો હોય ને તમને આખી રાત ઊંઘ ના આવે ત્યારે તમે મને કહો કે આ ઢોંગરાની પેઠે સૂઈ રહ્યો છે. અરે, તમે ભોગવો છો તે તમારી ભૂલ છે, એવું હું કહું. એ ભોગવે ત્યારે એની ભૂલ.

**પ્રશ્નકર્તા** : મા-બાપ ભૂલ ભોગવે છે, એ તો મમતા અને જવાબદારી સાથે ભોગવે છે ને ?

**દાદાશ્રી :** એકલી મમતા ને જવાબદારી જ નહીં, પણ મુખ્ય કારણ ભૂલ એમની છે. મમતા સિવાય બીજાં પણ અનેક કૉઝીઝ હોય છે. પણ તું ભોગવું છું, માટે તારી ભૂલ છે. માટે કોઈનો દોષ કાઢીશ નહીં. નહીં તો આવતે ભવનો પાછો ફરી હિસાબ બંધાશે.

એટલે બેનાં કાયદા જુદેજુદાં છે. કુદરતના કાયદાને માન્ય કરશો તો તમારો રસ્તો સરળ થઈ પડશે અને સરકારના કાયદાને માન્ય કરશો તો ગૂંચાયા કરશો.

**પ્રશ્નકર્તા** : પણ દાદા, એને પોતાને એ ભૂલ જડવી જોઈએ ને ?

**દાદાશ્રી :** ના, પોતાને જડે નહીં. પણ એ દેખાડનાર જોઈએ. એનો વિશ્વાસુ એવો હોવો જોઈએ. એક ફેરો ભૂલ દેખાઈ ગઈ, એટલે બે-ત્રણ વખતમાં એને અનુભવમાં આવે.

તેથી અમે કહેલું કે ના સમજણ પડે તો આટલું લખી રાખજો ઘેર કે ભોગવે એની ભૂલ. આપણને સાસુ બહુ પજવ પજવ કરતી હોય, રાતે ઊંઘ ના આવતી હોય, તે સાસુને જોવા જઈએ તો સાસુ ઊંઘી ગયા હોય, નાખોરા બોલતાં હોય તો ના સમજીએ કે આપણી ભૂલ છે. સાસુ તો નિરાંતે ઊંઘી ગઈ. ભોગવે એની ભૂલ. તમને એ વાત ગમી છે કે નહીં ? તો ભોગવે એની ભૂલ એટલું જ જો સમજાઈ જાય ને તો ઘરમાં એકુંય ઝઘડો રહે નહીં.

પહેલું તો જીવન જીવવાનું શીખો. ઘરમાં ઝઘડાં ઓછાં થાય. પછી બીજી વાત શીખવાની.

## સામો ના સમજે તો શું ?

**પ્રશ્નકર્તા** : કેટલાંક એવા હોય છે કે આપણે ગમે તેટલું સારું વર્તન કરીએ તોય તે સમજતાં નથી.

**દાદાશ્રી :** એ ના સમજતાં હોય તો એમાં આપણી જ ભૂલ છે કે એ સમજણવાળો આપણને કેમ ના મળ્યો ! આમનો જ સંયોગ આપણને કેમ બાઝયો ? જે જે વખતે આપણને કંઈ પણ ભોગવવું પડે છે, તે આપણી જ ભૂલનું પરિણામ છે.

**પ્રશ્નકર્તા** : તો આપણે એમ સમજવાનું કે મારાં કર્મો એવાં છે ?

**દાદાશ્રી :** ચોક્કસ. આપણી ભૂલ સિવાય આપણને ભોગવવાનું હોય નહીં. આ જગતમાં એવું કોઈ નથી કે જે આપણને સહેજ પણ દુઃખ આપે અને જો કોઈ દુઃખ આપનાર છે, તો તે આપણી જ ભૂલ છે. સામાનો દોષ નથી, એ તો નિમિત્ત છે. માટે 'ભોગવે એની ભૂલ'.

કોઈ સ્ત્રી અને પુરુષ બે (પતિ-પત્ની) જણ ખૂબ ઝઘડતાં હોય અને બેઉ સૂઈ ગયા પછી આપણે છાનામાના જોવા જઈએ તો પેલી બહેન તો ઘસઘસાટ ઊંઘતી હોય અને ભઈ આમ આમ પાસા ફેરવતા હોય તો આપણે સમજવું કે આ બધી ભઈની ભૂલ છે, આ બહેન ભોગવતી નથી. જેની ભૂલ હોય તે ભોગવે અને તે ઘડીએ જો ભઈ ઊંઘતા હોય ને બહેન જાગ્યા કરતા હોય તો જાણવું કે બહેનની ભૂલ છે. 'ભોગવે એની ભૂલ.' આ તો બહુ ભારે 'સાયન્સ' છે ! જગત આખું નિમિત્તને જ બચકાં ભરે છે.

## આનો શું ન્યાય ?

આ જગત નિયમને આધીન ચાલી રહ્યું છે, આ ગપ્પું નથી. આનો રેગ્યુલેટર ઓફ ધી વર્લ્ડ પણ છે, એ નિરંતર આ વર્લ્ડને રેગ્યુલેશનમાં જ રાખે છે.

બસ સ્ટેન્ડ ઉપર કોઈ બાઈ ઊભી છે. હવે બસ સ્ટેન્ડ ઉપર ઊભું રહેવું એ કંઈ ગુનો કહેવાય ? એટલામાં સાઈડમાંથી એક બસ અહીં બસ સ્ટેન્ડ ઉપર ચઢી આવે છે. કારણ કે એ ડ્રાઈવરના હાથમાંથી સ્ટીયરીંગ પરનો કાબૂ ગયો છે. એટલે આવીને ફૂટપાથ ઉપર ચઢીને એ બઈને કચડી નાખી અને બસ સ્ટેન્ડેય તોડી નાખ્યું. ત્યાં પાંચસો માણસોનું ટોળું ભેગું થઈ ગયું. આ લોકોને કહીએ કે 'આનો ન્યાય કરો.' તો એ લોકો કહેશે કે, 'બિચારી આ બાઈ વગર ગુને મરી ગઈ. આમાં બાઈનો શો ગુનો ? આ ડ્રાઈવર નાલાયક છે.' તે પછી ચાર-પાંચ અક્કલવાળા બધા ભેગા થઈને કહે છે, 'આ બસવાળા કેવા ડ્રાઈવરો, આમને તો જેલમાં ઘાલવા જોઈએ. આમને આમ કરવા જોઈએ ! બાઈ બસ સ્ટેન્ડ ઉપર ઊભી

રહેલી, એમાં એનો શો ગુનો બિચારીનો ?' અલ્યા મૂઆ, તમે એનો ગુનો નથી જાણતા. એનો ગુનો હતો, તેથી તો એ મરી ગઈ. પછી આ ડ્રાઈવરનો ગુનો તો હવે જ્યારે પકડાશે ત્યારે. આનો જ્યારે કેસ ચાલશે ને તે કેસ જો ફળ્યો, તો ફળ્યો, નહીં તો બિનગુનેગાર છોડી દેશે. એ બાઈનો ગુનો આજ પકડાઈ ગયો. અલ્યા, હિસાબ વગર તો કોઈ મારતું હશે ? બાઈએ પાછલો હિસાબ ચૂકતે કર્યો. સમજી જવાનું, બાઈએ ભોગવ્યું તે બાઈની ભૂલ. પછી પેલો ડ્રાઈવર પકડાશે ત્યારે ડ્રાઈવરની ભૂલ. આજે પકડાયો તે ગુનેગાર.

પાછાં કેટલાંક લોકો શું કહે છે કે ભગવાન હોય તો આવું થાય જ નહીં. માટે ભગવાન જેવી કંઈ વસ્તુ જ આ સંસારમાં નથી લાગતી ! આ બાઈનો શો ગુનો હતો ? હવે આ દુનિયામાં આ ભગવાન છે જ નહીં ! લ્યો !! આ લોકોએ આવું તારણ કાઢ્યું ! અલ્યા, આવું શા સારુ ? આ ભગવાનને શું કરવા વગોવો છો ? એમને શું કરવા ઘર ખાલી કરાવો છો ? ભગવાન પાસે ઘર ખાલી કરાવવા નીકળ્યા છે ! અલ્યા, આ ભગવાન ન હોત તો આ જગતમાં રહ્યું શું ? આ લોક શું જાણે કે ભગવાનનું ચલણ રહ્યું નથી. તે લોકોની ભગવાન ઉપરથી આસ્થા ઊડી જાય. અલ્યા, એવું નથી. આ બધા ચાલુ હિસાબ છે. આ એક અવતારના નથી. આજે એ બઈની ભૂલ પકડાઈ તેથી ભોગવવું પડ્યું. આ બધું ન્યાય છે. એ બઈ ચગદાઈ ગઈ, એ ન્યાય છે. એટલે આ જગત કાયદેસરનું છે. તે આ ટૂંકી જ વાત કરવાની છે.

જો કદી આ ડ્રાઈવરની ભૂલ હોય તો સરકારનો કડક કાયદો હોય, એટલો બધો કડક કે ત્યાં ને ત્યાં એ માણસને ઊભો રાખી ગોળીબાર કરીને ત્યાં ને ત્યાં ખલાસ કરી નાખે. પણ આ તો ત્યાં સરકારેય ના કહે. કારણ કે ખલાસ કરાય નહીં. ખરેખર એ ગુનેગાર નથી અને એણે પોતે ગુનો પાછો ઊભો કર્યો, તે ગુનો પાછો એ ભોગવશે ત્યારે. પણ તમને ગુનામાંથી મુક્ત કર્યા. તમે ગુનામાંથી મુક્ત થયા. એ ગુનાથી બંધાયો. એટલે આપણે સદ્બુદ્ધિ આપવાની કહી કે ગુનાથી બંધાઈશ નહીં.

## એક્સિડન્ટ એટલે તો...

આ કળિયુગમાં એક્સિડન્ટ (અકસ્માત) અને ઈન્સિડન્ટ (ઘટના) એવાં હોય છે, તે માણસ મૂંઝાઈ જાય છે. એક્સિડન્ટ એટલે શું ? કે 'ટુ મેની કૉઝીઝ એટ એ ટાઈમ' (અસંખ્ય કારણો એક જ વખતે) અને ઈન્સિડન્ટ એટલે શું ? કે 'સો મેની કૉઝીઝ એટ એ ટાઈમ' (ઘણાં કારણો એક જ વખતે). તેથી જ અમે કહીએ છીએ કે 'ભોગવે એની ભૂલ' અને પેલો તો પકડાશે, ત્યારે એની ભૂલ સમજાશે.

આ તો પકડાયો, તેને ચોર કહે છે. આ ઓફિસમાંથી એક જણને પકડે એને ચોર કહે, પણ તેથી કરીને શું ઓફિસમાં બીજા કોઈ ચોર નથી ?

**પ્રશ્નકર્તા** : બધા જ છે.

**દાદાશ્રી :** પકડાયા નથી ત્યાં સુધી શાહુકાર. કુદરતનો ન્યાય તો કોઈએ બહાર પાડ્યો જ નથી. તેથી ટૂંકો ને ટચને ! ઉકેલ તેથી આવે ને ! શોર્ટ કટ ! આ એક જ વાક્ય સમજવાથી સંસારનો ઘણો ખરો બોજો ઊડી જાય.

ભગવાનનો કાયદો તો શું કહે છે કે જે ક્ષેત્રે, જે કાળે, જે ભોગવે છે, તે પોતે જ ગુનેગાર છે. એમાં કોઈને, વકીલનેય પૂછવાની જરૂર નથી. આ કોઈનું ગજવું કપાય તો એ કાપનારની આનંદની પરિણતિ હોય, એ તો જલેબી ખાતો હોય, હોટલમાં ચા-પાણી ને નાસ્તો કરતો હોય ને એ કાળે પેલો કે જેનું ગજવું કપાયું તે ભોગવતો હોય. માટે ભોગવનારની ભૂલ. એણે ક્યારેક પણ ચોરી કરી હશે, તો આજે પકડાયો માટે તે ચોર ને પેલો તો જ્યારે પકડાશે ત્યારે ચોર કહેવાશે.

હું તમારી ભૂલ ખોળવા રહું જ નહીં. જગત આખું સામાની ભૂલ જુએ છે. ભોગવે છે પોતે પણ ભૂલ સામાની જુએ છે. તે ઊલટાં ગુના ડબલ થતાં જાય છે અને વ્યવહાર ગૂંચવાડો પણ વધતો જાય છે. આ વાત સમજી ગયાં એટલે ગૂંચવાડો ઓછો થતો જાય.

## મોરબીનું પૂર, શું કારણ ?

આ મોરબીમાં જે પૂર આવ્યું ને જે બન્યું, એ કોણે કર્યું, એ ખોળી કાઢો જોઈએ ? કોણે કર્યું આ ?

એટલે એક જ શબ્દ અમે લખ્યો છે કે આ દુનિયામાં ભૂલ કોની છે ? પોતાને સમજવા માટે એક વસ્તુને બે રીતે સમજવાની છે. ભોગવનારે ભોગવે એની ભૂલ સમજવાનું છે અને જોનારે 'હું એને મદદ કરી શકતો નથી, મારે મદદ કરવી જોઈએ.' એવી રીતે જોવાનું છે.

આ જગતનો નિયમ એવો છે કે આંખે દેખે, એને ભૂલ કહે છે અને કુદરતનો નિયમ એવો છે કે કોણ ભોગવે છે, એની ભૂલ છે.

## અસર થાય ત્યાં... જ્ઞાન કે બુદ્ધિ ?

**પ્રશ્નકર્તા** : છાપામાં વાંચીએ કે ઔરંગાબાદમાં આમ થયું કે મોરબીમાં આમ થયું તો આપણને જે અસર થાય, તો વાંચ્યા પછી એની કંઈ પણ અસર ના થાય, તો એ જડતા કહેવાય ?

**દાદાશ્રી :** અસર ના થાય, એનું નામ જ જ્ઞાન.

**પ્રશ્નકર્તા** : અને અસર થાય, એને શું કહેવાય ?

**દાદાશ્રી :** એ બુદ્ધિ કહેવાય. એટલે સંસાર કહેવાય. બુદ્ધિથી ઈમોશનલ થાય. પણ ધોળવાનું કશુંય નહીં.

આ અહીં આગળ છે તે, પાકિસ્તાનથી બોમ્બ નાખવા માટે આવતા'તા, તે આપણા લોકો પેપરમાં વાંચે કે ત્યાં આગળ આમ બોમ્બ પડ્યો તો અહીં ગભરામણ થાય. આ બધી જે અસરો કરે છે, એ એમની બુદ્ધિ છે ને બુદ્ધિ જ આ સંસાર ઊભો કરે છે. જ્ઞાન અસરમુક્ત રાખે. પેપર વાંચે છતાં અસરમુક્ત રહે. અસરમુક્ત એટલે આપણને અડે નહીં. આપણે તો જાણવાનું-જોવાનું જ છે.

આ પેપરને શું કરવાનું ? જાણવાનું અને જોવાનું, બસ ! જાણવાનું એટલે ખુલ્લું જે વિગતવાર લખ્યું હોય, એનું નામ જાણ્યું કહેવાય અને વિગતવાર ના હોય ત્યારે એ જોયું કહેવાય. એમાં કોઈનો દોષ છે નહીં.

**પ્રશ્નકર્તા** : કાળનો દોષ ખરોને ?

**દાદાશ્રી :** કાળનોય શેનો દોષ ? ભોગવે એની ભૂલ. કાળ તો ફર્યા જ કરવાનો ને ! કંઈ સારા કાળમાં આપણે નહોતા ? ચોવીસ તીર્થંકર હતા ત્યારે આપણે નહોતાં ?

**પ્રશ્નકર્તા** : હતા.

**દાદાશ્રી :** તો તે દહાડે આપણે ચટણી ખાવામાં પડી રહ્યા. એમાં કાળ શું કરે બિચારો ? કાળ તો એની મેળે આવ્યા જ કરવાનો ને ! દહાડે કામ ના કરીએ તો રાત આવીને ઊભી રહે કે ના રહે ?

**પ્રશ્નકર્તા** : રહે.

**દાદાશ્રી :** પછી રાતે બે વાગે ચણા લેવાં મોકલીએ, ડબલ ભાવ આપીએ તોય કોઈ આપે ?

## લોકોને લાગે, આ ઊંધો ન્યાય

હમણે એક સાઈકલવાળો જાય છે, તે પોતાના રાઈટ વે(સાચા રસ્તા) ઉપર છે અને એક સ્કૂટરવાળો ઊંધે રસ્તે આવ્યો, રોંગ વે(ખોટા રસ્તા)થી અને પેલાનો પગ તોડી નાખે. હવે કોને ભોગવવાનું આવ્યું ?

**પ્રશ્નકર્તા** : સાઈકલવાળાને, જેનો પગ તૂટ્યો હોય એને.

**દાદાશ્રી :** હા. આ બે જણમાં આજે કોને ભોગવવું પડે છે ? ત્યારે કહે, પગ તૂટ્યો તેને. એને આજે આ સ્કૂટરવાળાના નિમિત્તે આગળનો હિસાબ મળ્યો. હવે પેલાને અત્યારે કશું દુઃખ નથી. એ તો જ્યારે પકડાશે ત્યારે એનો ગુનો જાહેર થશે. માટે જે ભોગવે એની ભૂલ.

**પ્રશ્નકર્તા** : જેને વાગ્યું, એનો શું ગુનો ?

**દાદાશ્રી :** એનો ગુનો, એનો આગળનો હિસાબ, તે આજે ચોખ્ખો થયો. કોઈ પણ હિસાબ વગર કોઈને કંઈ પણ દુઃખ ના થાય. હિસાબ ચોખ્ખા નથી થયા ત્યારે દુઃખ થાય. આ એનો હિસાબ આવ્યો, તેથી પકડાયો. નહીં તો આટલી બધી દુનિયા પકડાતી નથી. તમે કેમ નીડર થઈને ફરો છો ? ત્યારે કહે, 'આપણો હિસાબ હશે તો થશે, હિસાબ નહીં હોય તો શું થવાનું ?' આપણા લોકો એવું કહે છે ને ?

**પ્રશ્નકર્તા** : ભોગવવું ના પડે, એને માટેનો શો ઉપાય ?

**દાદાશ્રી :** મોક્ષમાં જવાનું. કોઈને કિંચિત્‌માત્ર દુઃખ ના આપીએ, કો'ક દુઃખ આપે તે આપણે જમે કરી લઈએ તો આપણા ચોપડા ચોખ્ખા થઈ જાય. કોઈને આપીએ નહીં, નવો વેપાર શરૂ કરીએ નહીં અને જૂનો હોય તે માંડવાળ કરી દઈએ એટલે ચૂકતે થઈ જાય.

**પ્રશ્નકર્તા** : તો જેનો પગ ભાંગ્યો એ ભોગવનારે એમ માનવાનું કે મારી ભૂલ છે, એટલે એણે પેલા સ્કૂટરવાળા સામે કંઈ કરવું જ નહીં જોઈએ ?

**દાદાશ્રી :** કંઈ કરવું નહીં જોઈએ, એવું નહીં. આપણે શું કહીએ છીએ કે માનસિક પરિણામ ના બદલાવા જોઈએ. વ્યવહારિક જે થતું હોય, તે થવા દો પણ માનસિક રાગ-દ્વેષ ના થવાં જોઈએ. જેને 'મારી ભૂલ છે' એવું સમજાય, તો એને રાગ-દ્વેષ ના થાય.

વ્યવહારમાં આપણને પોલીસવાળો કહેશે કે નામ લખાવો તો આપણે લખાવવું પડે. વ્યવહાર બધો કરવો પડે પણ નાટકીય, ડ્રામેટિક, રાગ-દ્વેષ નહીં કરવાના. આપણને 'આપણી ભૂલ છે' એવું સમજાયું પછી એ સ્કૂટરવાળા બિચારાનો શો દોષ ? આ જગત તો ઊઘાડી આંખે જુએ છે, એટલે એને પુરાવા તો આપવા પડેને, પણ આપણને એની પ્રત્યે રાગ-દ્વેષ ના હોવાં જોઈએ. કારણ કે એની ભૂલ છે જ નહીં, આપણે

એવો આરોપ કરીએ છીએ કે એની ભૂલ છે, એ તમારી દૃષ્ટિથી અન્યાય દેખાય છે. પણ ખરેખર તમારી દૃષ્ટિનો ફેર હોવાથી અન્યાય દેખાય છે.

**પ્રશ્નકર્તા** : બરાબર છે.

**દાદાશ્રી :** કોઈ તમને દુઃખ દેતો હોય તો એની ભૂલ નથી પણ તમે જો દુઃખ ભોગવતા હોય તો તમારી ભૂલ. આ કુદરતનો કાયદો છે. જગતનો કાયદો કેવો ? દુઃખ દે એની ભૂલ.

આ ઝીણી વાત સમજે તો ફોડ પડેને, તો માણસનો ઉકેલ આવે.

## ઉપકારી, કર્મમાંથી મુક્ત કરાવનારા

આ તો એના મનમાં અસર થઈ જાય કે, મારા સાસુ મને પજવે છે. એ રાત-દહાડો યાદ રહે કે ભૂલી જાય ?

**પ્રશ્નકર્તા** : યાદ રહે.

**દાદાશ્રી :** રાત-દહાડો યાદ રહે. એટલે પછી શરીર પર અસર થાય. એટલે બીજી સારી વસ્તુ પેસે નહીં પછી. એટલે એને શું સમજણ પાડીએ કે આને સારી સાસુ મળી, આનેય સારી સાસુ મળી ને તમને કેમ આવી મળી ? આ તમારો પૂર્વભવનો હિસાબ છે, એ ચૂકતે કરો. તો કેવી રીતે ચૂકતે થાય એ બતાડીએ. તો એ સુખી થઈ જાય. કારણ કે દોષિત એની સાસુ નથી, ભોગવે છે એની ભૂલ છે. એટલે સામાનો દોષ ઊડી જાય.

જગતમાં કોઈનો દોષ નથી, દોષ કાઢનારાનો દોષ છે. જગતમાં દોષિત કોઈ છે જ નહીં. સહુ સહુના કર્મના ઉદયથી છે. બધા ભોગવી રહ્યા છે, તે કોઈ આજે ગુનો કરતા નથી. ગયા અવતારના કર્મના ફળ રૂપે આ બધું થાય છે. આજ તો એને પસ્તાવો થતો હોય પણ પેલો કોન્ટ્રેક્ટ થઈ ગયો હોયને, એટલે શું થાય ? થયે જ છૂટકો છે.

આ દુનિયામાં જો તમારે કદિ કોઈની ભૂલ ખોળી કાઢવી હોય તો

જે ભોગવે છે, એની ભૂલ છે. વહુ સાસુને દુઃખ દે છે કે સાસુ વહુને દુઃખ દે છે, એમાં કોને ભોગવવું પડે છે ? સાસુને. તો સાસુની ભૂલ છે. સાસુ વહુને દુઃખ દેતી હોય, તો વહુએ એટલું સમજી જવું જોઈએ કે મારી ભૂલ છે. આ દાદાના જ્ઞાનના આધારે સમજી જવું કે ભૂલ હશે, તેથી જ આ ગાળો દે છે. એટલે સાસુનો દોષ નહીં કાઢવો જોઈએ. આ સાસુનો દોષ કાઢવાથી વધારે ગૂંચાયું છે, કોમ્પ્લેક્સ થયા કરે છે અને સાસુને વહુ પજવતી હોય તો સાસુએ દાદાના જ્ઞાનથી સમજી જવું જોઈએ કે ભોગવે એની ભૂલ, એ હિસાબે મારે નભાવી લેવું જોઈએ.

સાસુ વહુને વઢે તોય વહુ સુખમાં હોય અને સાસુને જ ભોગવવાનું હોય ત્યારે ભૂલ સાસુની જ કહેવાય. જેઠાણીને સળી કરી ને આપણે ભોગવવું પડે તે આપણી ભૂલ અને સળી ના કરી છતાંય એ આપવા આવે તો તે પાછલાં ભવનું કશુંક બાકી હશે, તે ચૂકવવા આપ્યું. ત્યારે તમે પાછી ફરીથી ભૂલ ના કરતાં, નહીં તો ફરીથી ભોગવવું પડશે. માટે છૂટવું હોય તો જે જે કંઈ કડવું-મીઠું આવે (ગાળો વગેરે), તે જમે કરી લેજો. હિસાબ ચૂક્તે થઈ જશે. આ જગતમાં હિસાબ વગર તો આંખેય ભેગી ના મળે, તો બીજું બધું હિસાબ વગર તે થતું હશે ? તમે જેટલું જેટલું જેને જેને આપ્યું હશે, તેટલું તેટલું તમને તે પાછું આપશે ત્યારે તમે ખુશ થઈને જમે કરી લેજો કે હાશ ! હવે ચોપડો પૂરો થશે. નહીં તો ભૂલ કરશો તો પાછું ભોગવવું જ પડશે.

આપણે 'ભોગવે એની ભૂલ' બહાર પાડ્યું છે, તે લોકો બહુ અજાયબી માને છે કે ખરી શોધખોળ છે આ !

## ગીઅરમાં આંગળી, કોની ભૂલ ?

જે કડવાટ ભોગવે તે જ કર્તા. કર્તા તે જ વિકલ્પ. આ મશીનરી પોતે બનાવેલી હોય અને તેમાં ગીઅર વ્હીલ હોય, તેમાં પોતાની આંગળી આવી જાય તો તે મશીનને તમે લાખ વાર કહો કે ભાઈ, મારી આંગળી છે, મેં તને જાતે બનાવ્યું છે ને ! તો શું એ ગીઅર વ્હીલ આંગળી છોડે ? ના

છોડે. એ તો તમને સમજાવી જાય છે કે ભાઈ, આમાં મારો શો દોષ ? તે ભોગવ્યું માટે તારી ભૂલ ! આવી જ બહાર બધેય ચાલતી મશીનરી માત્ર છે. આ બધા લોકોય ગીઅર માત્ર છે. ગીઅર ના હોત તો આખા મુંબઈ શહેરમાં કોઈ બાઈ તેના ધણીને દુઃખ ના દેત અને કોઈ ધણી તેની બૈરીને દુઃખ ના દેત. પોતાનું ઘર તો બધાંય સુખમાં જ રાખત, પણ એમ નથી. આ છોકરાં-બોકરાં, ધણી-બૈરી બધાં જ મશીનરી માત્ર છે, ગીઅર માત્ર છે.

## ડુંગરાને વળતો પથરો મરાય ?

**પ્રશ્નકર્તા** : કોઈ તમને પથરો મારે ને વાગ્યું તો એનાથી આપણને ઈજા થાય અને વધારે ઉદ્વેગ થાય.

**દાદાશ્રી :** ઈજા થાય છે એટલે ઉદ્વેગ આવે, નહીં ? અને ડુંગર ઉપરથી ઢેખાળો ગબડતો ગબડતો માથા ઉપર પડે ને લોહી નીકળ્યું તો ?

**પ્રશ્નકર્તા** : એ પરિસ્થિતિમાં કર્મના આધીન આપણને વાગવાનું હશે તો વાગી ગયું, માનીએ.

**દાદાશ્રી :** પણ ડુંગરને ગાળ ના ભાંડો ? ગુસ્સો ના કરો તે ઘડીએ ?

**પ્રશ્નકર્તા** : એમાં ગુસ્સો આવવાનું કારણ નથી. કારણ કે સામે કોણે કર્યું, એને આપણે ઓળખતા નથી.

**દાદાશ્રી :** કેમ ત્યાં ડહાપણ આવે છે ? સહજ ડહાપણ આવે કે ના આવે ? એવું આ બધા ડુંગરો જ છે. આ હંમેશાંય ઢેખાળો નાખે છે, ગાળો ભાંડે છે, ચોરીઓ કરે છે, એ બધા ડુંગરો જ છે, ચેતન નથી. આ સમજાઈ જાય તો કામ નીકળી જાય.

ગુનેગાર દેખાય છે તે તમારી મહીં ક્રોધ-માન-માયા-લોભ, જે શત્રુઓ છે ને, તે દેખાડે છે. પોતાની દૃષ્ટિથી ગુનેગાર નથી દેખાતો, ક્રોધ-માન-માયા-લોભ દેખાડે છે. જેને ક્રોધ-માન-માયા-લોભ નથી, એને કોઈ

ગુનેગાર દેખાડનાર છે જ નહીં ને એને કોઈ ગુનેગાર દેખાતુંય નથી. ખરી રીતે ગુનેગાર જેવું કોઈ છે જ નહીં. આ તો ક્રોધ-માન-માયા-લોભ પેસી ગયા છે અને તે 'હું ચંદુભાઈ છું' એ માનવાથી પેસી ગયા છે. એ 'હું ચંદુભાઈ છું'ની માન્યતા છૂટી ગઈ એટલે ક્રોધ-માન-માયા-લોભ જતાં રહેશે. છતાં ઘર ખાલી કરતાં એમને જરા વાર લાગે. બહુ દહાડાનાં પેસી ગયેલાં ને !

## આ તો સંસ્કારી રિવાજો

**પ્રશ્નકર્તા :** એક તો પોતે દુઃખ ભોગવતો હોય, હવે એ પોતાની ભૂલથી ભોગવે છે. ત્યાં પછી બીજાં લોકો બધા દોઢડાહ્યા થઈને આવે, અરે, શું થયું, શું થયું ? પણ આમાં એમ કહેવાય કે એને આમાં શું લાગે-વળગે છે ? પેલો એની ભૂલથી ભોગવે છે. તમારાથી એનું દુઃખ લઈ લેવાતું નથી.

**દાદાશ્રી :** એવું છે ને, જે પૂછવા આવે છે ને, આ બધા જે જોવા આવે છે ને, એ આપણા ઊંચામાં ઊંચા સંસ્કારનાં નિયમનાં આધારે આવે છે. એ જોવાં જવું એટલે શું છે ? ત્યાં જઈને પેલા માણસને પૂછે, 'કેમ છો ભાઈ, હવે તમને કેમ લાગે છે ?' ત્યારે પેલો કહેશે, 'સારું છે હવે.' પેલાના મનમાં એમ થાય કે 'ઓહોહો... મારી આટલી બધી વેલ્યુ ! કેટલાં બધા લોક મને જોવા આવે છે !' એટલે પોતાનું દુઃખ ભૂલી જાય.

## ગુણાકાર-ભાગાકાર

સરવાળા ને બાદબાકી, એ બેઉ નેચરલ એડજસ્ટમેન્ટ છે અને ગુણાકાર-ભાગાકાર આ મનુષ્યો બુદ્ધિથી કર્યા કરે છે. એટલે રાત્રે સૂઈ જાવ પછી મનમાં વિચારે કે આ બધા પ્લોટ મોંઘા પડી જાય છે, માટે અમુક જગ્યાએ સસ્તા છે તે આપણે લઈશું. તે ગુણાકાર કરતો હોય મહીં. એટલે સુખના ગુણાકાર કરે અને દુઃખના ભાગાકાર કરે. એ સુખના ગુણાકાર કરેને એટલે ફરી છે તે ભયંકર દુઃખો પ્રાપ્ત થાય અને દુઃખના ભાગાકાર કરે છતાં દુઃખ ઘટતાં નથી ! સુખના ગુણાકાર કરે ખરાં કે

નહીં ? આવું હોય તો સારું, આવું હોય તો સારું, કરે કે ના કરે ? અને આ પ્લસ-માઈનસ થાય છે. ધીસ ઈઝ નેચરલ એડજસ્ટમેન્ટ. એ જે બસો રૂપિયા ખોવાઈ ગયા અગર તો પાંચ હજારનું ધંધામાં નુકસાન થઈ ગયું, એ નેચરલ એડજસ્ટમેન્ટ છે. પેલા બે હજાર રૂપિયા ગજવામાંથી કાપીને લઈ ગયા, એ પણ નેચરલ એડજસ્ટમેન્ટ છે. ભોગવે એની ભૂલ, આ ગેરન્ટીથી અમે જોઈને કહીએ છીએ.

**પ્રશ્નકર્તા :** એમ કહે છે સુખનાં ગુણાકાર કરે છે, એમાં ખોટું શું ?

**દાદાશ્રી :** ગુણાકાર કરવા હોય તો દુઃખનાં કરજો, સુખનાં કરશો તો ભયંકર આફતમાં આવી જશો. ગુણાકાર કરવાનો શોખ હોય તો દુઃખનાં કરજો કે એક ભઈને ધોલ મારી, તે એણે મને બે મારી તો સારું થયું, આવું બીજો કોઈ મારનાર મળે તો સારું. એટલે આપણું જ્ઞાન વધતું જાય. પણ જો દુઃખના ગુણાકાર ના ફાવે તો બંધ રાખજો, પણ સુખના ગુણાકાર તો ના જ કરજો.

## બન્યા પ્રભુના ગુનેગાર

ભોગવે એની ભૂલ એ ભગવાનની ભાષા ! અને અહીં ચોરી કરી ગયો, એને લોક ગુનેગાર ગણે. કોર્ટો હઉ ચોરી કરે તેને જ ગુનેગાર ગણે.

એટલે આ બહારના ગુનાઓ અટકાવવા માટે લોકોએ અંદરના ગુના ચાલુ કર્યા. જે ભગવાનના ગુનેગાર થાય, એ ગુના ચાલુ કર્યા. અલ્યા મૂઆ, ભગવાનનો ગુનેગાર ના થઈશ. આ ગુનો થાય તો કશો વાંધો નહીં. બે મહિના જેલમાં જઈને પાછું અવાશે પણ ભગવાનનો ગુનેગાર તું ના થઈશ. આપને સમજાયું ને આ ? જો આ ઝીણી વાત સમજાઈ જાય તો કામ નીકળી જાય. આ ભોગવે એની ભૂલ તો ઘણાં માણસોને સમજાઈ ગઈ. કારણ કે આ બધા કંઈ જેવાં તેવાં છે, બહુ વિચારશીલ લોકો છે ! આપણે એક ફેરો સમજણ પાડી દીધી. હવે સાસુને વહુ દુઃખ દે દે કરતી હોય તો સાસુએ એક શબ્દ સાંભળ્યો હશે કે 'ભોગવે એની ભૂલ', એટલે વારેઘડીએ દુઃખ દેતી હોય તો તરત જ એ સમજી

જાય કે મારી ભૂલ હશે ત્યારે જ એ દે છેને ! તો એ નિવેડો આવશે, નહીં તો નિવેડો નહીં આવે ને વેર વધ્યા કરશે.

## સમજાવું અઘરું છતાં વાસ્તવિકતા

બીજા કોઈની ભૂલ છે નહીં. જે કંઈ ભૂલ છે તે આપણી જ ભૂલ છે. આપણી ભૂલને લઈને આ બધું ઊભું રહ્યું છે. આનો આધાર શું ? ત્યારે કહે, આપણી ભૂલ.

**પ્રશ્નકર્તા** : મોડું મોડું પણ સમજાય.

**દાદાશ્રી :** મોડું સમજાયને તે બહુ સારું. એક બાજુ ગાતર ઢીલાં થતાં જાય ને પાછું સમજાતું જાય. કેવું કામ નીકળી જાય ! અને ગાતર મજબૂત હોય, તે ઘડીએ સમજાયું હોય તો ?

અમે 'ભોગવે એની ભૂલ' આપ્યું છે ને, તે તમામ શાસ્ત્રોનો સાર આપ્યો છે. તે મુંબઈમાં જશો તો હજારો ઘરોમાં મોટા અક્ષરે 'ભોગવે એની ભૂલ' લખેલું હોય છે. એટલે ઘરમાં પ્યાલા પડી (ફૂટી) જાય તે ઘડીએ, છોકરા સામાસામી જોઈ લે. 'મમ્મી, તારી જ ભૂલ છે.' છોકરા હઉ સમજી જાય, હંકે ! મમ્મીને કહે, 'તારું મોઢું પડી ગયું છે, એ તારી ભૂલ છે.' કઢી ખારી થઈ એટલે આપણે જોઈ લેવાનું કે કોનું મોઢું બગડ્યું ? હા, એની ભૂલ છે. દાળ ઢળી ગઈ તો જોવાનું, કોનું મોઢું બગડ્યું ? તો એની ભૂલ છે. શાક તીખું થઈ ગયું એટલે આપણે મોઢાં જોઈ લેવાં કે કોનું મોઢું બગડ્યું ? તો એની ભૂલ છે આ. આ ભૂલ કોની છે ? ભોગવે એની ભૂલ !

સામાનું મોઢું તમને ચઢેલું દેખાયું, તો તે તમારી ભૂલ. ત્યારે તેનાં 'શુદ્ધાત્મા'ને સંભારી એનાં નામની માફી માગ માગ કરીએ તો ઋણાનુબંધમાંથી છૂટાય.

વાઈફે તમારી આંખમાં દવા નાખી ને તમારી આંખ દુઃખે, તો તે તમારી ભૂલ. જે સહન કરે એની ભૂલ, એમ વીતરાગ કહે છે અને આ

લોકો નિમિત્તને બચકાં ભરે છે !

પોતાની ભૂલના જ માર ખાય છે. પથ્થર નાખ્યો તેની ભૂલ નહીં, જેને વાગ્યો તેની ભૂલ. તમારી આજુબાજુનાં છોકરાં-છૈયાંની ગમે તે ભૂલો કે કુકૃત્યો હશે પણ તમને તેની અસર થશે નહીં, તો તમારી ભૂલ નહીં અને તમને અસર થાય તો તમારી એ ભૂલ એવું નક્કી સમજી લેજો.

## જમા-ઉધારની નવી રીત

બે માણસ (ચંદુભાઈ ને લક્ષ્મીચંદ) મળે ને (ચંદુભાઈ) લક્ષ્મીચંદ પર આરોપ આપે કે તમે મારું ખોટું કર્યું છે. તો લક્ષ્મીચંદને રાતે ઊંઘ ના આવે ને પેલા (ચંદુભાઈ) નિરાંતે ઊંઘી ગયા હોય, માટે ભૂલ લક્ષ્મીચંદની. પણ દાદાનું વાક્ય 'ભોગવે એની ભૂલ' યાદ આવ્યું તો લક્ષ્મીચંદ નિરાંતે સૂઈ જશે, નહીં તો પેલાને કેટલીય ગાળો ભાંડશે !

આપણે કોઈ સુલેમાનને પૈસા આપ્યા હોય અને તે છ મહિના સુધી પૈસા પાછા આપે નહીં તો ? અલ્યા, કોણે આપ્યું ? તારા અહંકારે. એણે પોષણ આપ્યું તેથી તેં દયાળુ થઈને પૈસા આપ્યા, માટે હવે માંડવાળ કર સુલેમાનને ખાતે અને અહંકાર ખાતે ઉધાર.

## આવું પૃથક્કરણ તો કરો

જેનો વધારે દોષ તે જ આ જગતમાં માર ખાય છે. માર કોણ ખાય છે તે જોઈ લેવું. જે માર ખાય છે, તે જ દોષિત છે.

ભોગવ્યું એના પરથી હિસાબ નીકળી જાય કે કેટલી ભૂલ હતી ! ઘરમાં દસ માણસો હોય, તેમાં બે જણને ઘર કેમ ચાલતું હશે તેનો વિચાર સરખોય નથી આવતો, બે જણને ઘરમાં મદદ કરીએ તેવો વિચાર આવે છે, બે-ત્રણ જણા મદદ કરે છે, એક તો આખો દહાડો ઘર શી રીતે ચલાવવું તેની જ ચિંતામાં રહે છે અને બે જણ આરામથી ઊંઘે છે. તે ભૂલ કોની ? મૂઆ, ભોગવે એની જ, ચિંતા કરે એની જ. જે આરામથી ઊંઘે છે, તેને કશું જ નહીં.

ભૂલ કોની છે ? ત્યારે કહે કે કોણ ભોગવી રહ્યું છે, એની તપાસ કરો. નોકરના હાથે દસ પ્યાલા ફૂટી ગયાં તો એની અસર ઘરનાં માણસો પર પડે કે ના પડે ? હવે ઘરનાં માણસોમાં છોકરાં હોય, તેમને તો કંઈ ભોગવવાનું હોય નહીં. એનો બાપો ને મમ્મી અકળાયા કરે. એમાં મમ્મી પણ થોડીવારે નિરાંતે ઊંઘી જાય પણ બાપો ગણતરી કર્યા કરે. દાયે પાંચે પચાસ, આટલા રૂપિયા થયા ! એ એલર્ટ એટલે એને વધારે ભોગવવાનું. એના પરથી ભોગવે એની ભૂલ.

ભૂલને આપણે ખોળવા ના જવું પડે. મોટાં જજો ને વકીલોનેય ખોળવા ના જવું પડે. એના કરતાં આ વાક્ય આપ્યું, એ થર્મોમિટર કે ભોગવે એની ભૂલ. એ જો એટલું પૃથક્કરણ કરતો કરતો આગળ વધે તો સીધો મોક્ષે જાય.

## ભૂલ, ડૉક્ટરની કે દર્દીની ?

ડૉક્ટરે દર્દીને ઈન્જેકશન આપ્યું, પછી ડૉક્ટર ઘેર જઈને નિરાંતે ઊંઘી ગયો ને પેલાને તો ઈન્જેકશન આખી રાત દુઃખ્યું, માટે આમાં ભૂલ કોની ? દર્દીની ! ને ડૉક્ટર તો જ્યારે ભોગવશે, ત્યારે એની ભૂલ પકડાશે.

બેબીને માટે ડૉક્ટર બોલાવીએ અને ડૉક્ટર આવીને જુએ કે નાડી ચાલતી નથી, એટલે ડૉક્ટર શું કહેશે ? 'મને શું કામ બોલાવ્યો ?' અલ્યા, તે હાથ અડાડ્યો તે જ ઘડીએ ગઈ, નહીં તો નાડી તો આમ ચાલતી'તી. પણ પાછો ડૉક્ટર ટૈડકાવે ને પાછો ફીના દસ રૂપિયા લઈ જાય. અલ્યા, ટૈડકાવાનો હોઉં તો પૈસા ના લઈશ ને પૈસા લઉં છું તો ટૈડકાવીશ નહીં. પણ ના, ફી તો લેવાની ને ! તે પૈસા આપવા પડે. આવું જગત છે. માટે આ કાળમાં ન્યાય ખોળશો નહીં !

**પ્રશ્નકર્તા** : આવુંય બને, મારી પાસે દવા લે અને મને ટૈડકાવે.

**દાદાશ્રી :** હા, એવુંય બને. છતાં સામાને ગુનેગાર ગણશો તો તમે ગુનેગાર થશો. અત્યારે કુદરત ન્યાય જ કરી રહી છે.

ઓપરેશન કરતાં પેશન્ટ મરી ગયો તો ભૂલ કોની ?

ચીકણી માટીમાં બૂટ પહેરીને ફરે ને લપસે તેમાં કોનો દોષ ? મૂઆ, તારો જ ! સમજણ નહોતી પડતી કે ઊઘાડા પગે ફરીએ તો આંગળા ભરાય ને પડાય નહીં. આમાં કોનો દોષ ? માટીનો, બૂટનો કે તારો ? ભોગવે એની ભૂલ. એટલું જો પૂરેપૂરું સમજાયને તોય એ મોક્ષે લઈ જાય. આ જે લોકોની ભૂલ જુએ છે, એ તો સાવ ખોટું છે. પોતાની ભૂલને લઈને નિમિત્ત મળે છે. આ તો પાછું જીવતું નિમિત્ત મળે તો તેને બચકાં ભરે ને આ કાંટો વાગ્યો હોય તો શું કરે ? ચાર રસ્તા પર કાંટો પડ્યો હોય ને હજારો માણસો જાય પણ કોઈનેય અડે નહીં, પણ ચંદુભાઈ ત્યાંથી જાય, તે કાંટો વાંકો હોય તોય તેને પગે વાગે. 'વ્યવસ્થિત' તો કેવું છે ? જેને કાંટો વાગવાનો હોય તેને જ વાગે, બધા જ સંયોગો ભેગા કરી આપે, પણ એમાં નિમિત્તનો શો દોષ ?

જો કોઈ પણ માણસ દવા છાંટીને ઉધરસ ખવડાવે તો તેને માટે વઢમ્‌વઢા થઈ જાય, જ્યારે મરચાંનો વઘાર ઊડે ને ઉધરસ આવે તો કંઈ વઢમ્‌વઢા કરે છે ? આ તો પકડાયો તેને વઢે. નિમિત્તને બચકાં ભરે. જો હકીકત જાણીએ કે કરનાર કોણ અને શાથી થાય છે, તો પછી કશી ભાંજગડ રહે ? તીર મારનારની ભૂલ નથી, તીર વાગ્યું કોને, તેની ભૂલ છે. તીર મારનારો જ્યારે પકડાશે ત્યારે એની ભૂલ. અત્યારે તો તીર વાગ્યું એ પકડાયો છે. જે પકડાયો એ પહેલો ગુનેગાર. પેલો તો પકડાશે ત્યારે એની ભૂલ.

## છોકરાંની જ ભૂલો કાઢે બધાં

તમે ભણતાં ભણતાં કશી અડચણ ભોગવેલી ?

**પ્રશ્નકર્તા** : અડચણો તો ભોગવેલી.

**દાદાશ્રી :** એ તમારી જ ભૂલને લઈને, એમાં માસ્તરની કે બીજા કોઈની ભૂલ નથી.

**પ્રશ્નકર્તા** : આ છોકરાં શિક્ષકની સામે થઈ જાય છે, તે ક્યારે સુધરશે ?

**દાદાશ્રી :** જે ભૂલના પરિણામ ભોગવે એની ભૂલ છે. આ ગુરુઓ જ એવાં પાક્યા છે તે શિષ્યો સામા થાય છે. આ છોકરાં તો ડાહ્યા જ છે પણ ગુરુઓ ને મા-બાપ ઘનચક્કર પાક્યાં છે ! અને વડીલો જૂની પક્કડ પકડી રાખે પછી છોકરાં સામા થાય જ ને ? અત્યારે મા-બાપનું ચારિત્ર્ય એવું હોતું નથી કે છોકરાં સામા ના થાય. આ તો વડીલોનું ચારિત્ર્ય ઘટી ગયું છે, તેથી છોકરાં સામા થાય છે.

## ભૂલો સામે દાદાની સમજણ

'ભોગવે એની ભૂલ' એ કાયદો મોક્ષે લઈ જશે. કોઈ પૂછે કે મારે મારી ભૂલો કેવી રીતે ખોળવી ? તો અમે એને શીખવાડીએ કે તને ક્યાં ક્યાં ભોગવટો આવે છે, એ તારી ભૂલ. તારી શી ભૂલ થઈ હશે તે આવું ભોગવવાનું આવ્યું, એ ખોળી કાઢજે. આ તો આખો દહાડો ભોગવટો આવે છે, તે ખોળી કાઢવું જોઈએ કે શી શી ભૂલ થઈ છે !

ભોગવટાની સાથે જ ખબર પડી જાય કે આ આપણી ભૂલ. જો કદિ અમારી ભૂલ થાય તો અમને ટેન્શન ઊભું થાય ને !

અમને સામાની ભૂલ કેવી રીતે સમજાય ? સામાનું હોમ (આત્મા) અને ફોરેન (અનાત્મા) જુદા દેખાય. સામાના ફોરેનમાં ભૂલો થાય, ગુના થાય તો અમે કશું બોલીએ નહીં, પણ હોમમાં કશું થાય તો અમારે તેને ટકોર કરવી પડે. મોક્ષે જતાં કશી અડચણ ના પડવી જોઈએ.

મહીંની પાર વગરની વસ્તી છે, તેમાં કોણ ભોગવે તે ખબર પડે. કોઈ ફેરો અહંકાર ભોગવે છે, તો તે અહંકારની ભૂલ છે. કોઈક વખતે મન ભોગવે છે, તો તે મનની ભૂલ છે. ક્યારેક ચિત્ત ભોગવે છે, તે વખતે ચિત્તની ભૂલ છે. આ તો પોતાની ભૂલમાંથી 'પોતે' છૂટો રહી શકે તેમ છે. વાત સમજવી પડશેને ?

## મૂળ ભૂલ ક્યાં છે ?

ભૂલ કોની ? ભોગવે એની ! શું ભૂલ ? ત્યારે કહે છે, 'હું ચંદુભાઈ છું' એ માન્યતા જ તારી ભૂલ છે. કારણ કે આ જગતમાં કોઈ દોષિત જ નથી. એટલે કોઈ ગુનેગાર પણ નથી, એમ સાબિત થાય.

બાકી, આ દુનિયામાં કોઈ કશું કરી શકે એમ છે જ નહીં. પણ જે હિસાબ થઈ ગયો છે, એ છોડવાનો નથી. જે ગોટાળિયો હિસાબ થઈ ગયો છે, તે ગોટાળીયું ફળ આપ્યા વગર રહેવાનું નથી. પણ હવે નવેસરથી ગોટાળો કરશો નહીં, હવે અટકી જાવ. જ્યારથી આ જાણ્યું ત્યારથી અટકી જાવ. જૂના ગોટાળા થઈ ગયા, એ તો આપણે ચૂકવવા પડશે પણ નવા ના થાય એ જોજો. સંપૂર્ણ જવાબદારી આપણી જ છે, ભગવાનની જવાબદારી છે નહીં. ભગવાન આમાં હાથ ઘાલતા નથી. એટલે ભગવાન પણ આને માફ કરી શકે નહીં. કેટલાંય ભક્તો એવું માને છે કે, 'હું પાપ કરું છું ને ભગવાન માફ કરશે.' ભગવાનને ત્યાં માફી ના હોય. દયાળુ લોકોને ત્યાં માફી હોય. દયાળુ માણસને કહીએ કે 'સાહેબ, મેં તો તમારી બહુ ભૂલ કરી.' કે એ તરત જ માફ કરે.

આ દુઃખ દે છે, એ તો માત્ર નિમિત્ત છે પણ મૂળ ભૂલ પોતાની જ છે. જે ફાયદો કરે છે એય નિમિત્ત છે અને જે નુકસાન કરાવે છે એય નિમિત્ત છે. પણ એ આપણો જ હિસાબ છે તેથી આમ થાય છે. અમે તમને ખુલ્લી રીતે કહીએ છીએ કે તમારી 'બાઉન્ડ્રી'માં કોઈને આંગળી ઘાલવાની શક્તિ નથી અને તમારી ભૂલ છે તો ગમે તે આંગળી ઘાલી જશે. અરે, લાકડી પણ મારી જશે ! 'અમે' તો ઓળખી ગયેલા કે કોણ ગોદા મારે છે ? બધું તમારું ને તમારું જ છે. તમારો વ્યવહાર કોઈએ બગાડ્યો નથી, તમારો વ્યવહાર તમે જ બગાડ્યો છે. યુ આર હૉલ એન્ડ સોલ રિસ્પોન્સિબલ ફોર યૉર વ્યવહાર.

## ન્યાયાધીશ છે 'કોમ્પ્યુટર' સમ

ભોગવે એની ભૂલ એ 'ગુપ્ત તત્ત્વ' કહેવાય. અહીં બુદ્ધિ થાકી

જાય. જ્યાં મતિજ્ઞાન કામ ના કરે, એ વાત 'જ્ઞાની પુરુષ' પાસે ઉઘાડી થાય, તે 'જેમ છે તેમ' હોય. આ ગુપ્ત તત્ત્વ બહુ સૂક્ષ્મ રીતે સમજવું જોઈએ. ન્યાય કરનારો ચેતન હોયને તો તે પક્ષાપક્ષી પણ કરે. પણ જગતનો ન્યાય કરનારો નિશ્ચેતન ચેતન છે. એને જગતની ભાષામાં સમજવું હોય તો તે કોમ્પ્યુટર જેવું છે. આ કોમ્પ્યુટરમાં તો પ્રશ્નો નાખો તો કોમ્પ્યુટરની ભૂલ પણ થાય પણ જગતના ન્યાયમાં ભૂલ ના થાય. આ જગતનો ન્યાય કરનાર નિશ્ચેતન ચેતન છે, પાછો 'વીતરાગ' છે ! 'જ્ઞાની પુરુષ'નો એક જ શબ્દ સમજી જાય અને પકડી બેસે (લે) તો મોક્ષે જ જાય. કોનો શબ્દ ? જ્ઞાની પુરુષનો ! એનાથી કોઈને કોઈની સલાહ જ ના લેવી પડે, કે આમાં કોની ભૂલ ? 'ભોગવે એની ભૂલ.'

આ સાયન્સ છે, આખું વિજ્ઞાન છે. આમાં તો એક અક્ષરેય ભૂલ નથી. આ તો વિજ્ઞાન એટલે તદ્દન વિજ્ઞાન જ છે. આખા વર્લ્ડને માટે છે. આ કંઈ ઈન્ડિયાને માટે જ છે એવું નથી, ફોરેનમાં બધા માટે પણ છે આ !

જ્યાં આવો ચોખ્ખો નિર્મળ ન્યાય તમને બતાવી દઈએ છીએ, ત્યાં ન્યાયાન્યાયનું વહેંચાણ કરવાનું ક્યાં રહે ? આ બહુ જ ઊંડી વાત છે. તમામ શાસ્ત્રોનો સાર કહું છું. આ તો 'ત્યાં'નું જજમેન્ટ (ન્યાય) કેવી રીતે ચાલી રહ્યું છે તે એક્ઝેક્ટ કહું છું કે, 'ભોગવે એની ભૂલ.' અમારી પાસેથી 'ભોગવે એની ભૂલ' આ વાક્ય બિલકુલ એક્ઝેક્ટ નીકળ્યું છે ! એને જે જે વાપરશે, તેનું કલ્યાણ થઈ જશે !!!

❖ ❖ ❖ ❖ ❖

# સંપર્કસૂત્ર

## દાદા ભગવાન પરિવાર


**અડાલજ** : **ત્રિમંદિર,** સીમંધર સીટી, અમદાવાદ-કલોલ હાઈવે, અડાલજ, જિ. ગાંધીનગર-૩૮૨૪૨૧. **ફોન :** (૦૭૯) ૩૯૮૩૦૧૦૦
**e-mail :** info@dadabhagwan.org

**રાજકોટ** : **ત્રિમંદિર,** અમદાવાદ-રાજકોટ હાઈવે, તરઘડીયા ચોકડી પાસે, ગામ - માલિયાસણ, રાજકોટ. **ફોન :** ૯૯૨૪૩૪૩૪૭૮

**ભુજ** : **ત્રિમંદિર,** હિલ ગાર્ડનની પાછળ, એરપોર્ટ રોડ, સહયોગનગર પાસે, ભુજ (કચ્છ). **ફોન :** (૦૨૮૩૨) ૨૯૦૧૨૩

**મોરબી** : **ત્રિમંદિર,** પો. જેપુર, (મોરબી) નવલખી રોડ, તા. મોરબી, જિ. રાજકોટ **ફોન :** (૦૨૮૨૨) ૨૯૭૦૯૭, ૯૬૨૪૧૨૪૧૨૪

**સુરેન્દ્રનગર** : **ત્રિમંદિર,** સુરેન્દ્રનગર-રાજકોટ હાઈવે, લોક વિદ્યાલય પાસે, મુળી રોડ, સુરેન્દ્રનગર. **ફોન :** ૯૭૩૭૦૪૮૩૨૨

**ગોધરા** : **ત્રિમંદિર,** ભામૈયા ગામ, એફ.સી.આઈ. ગોડાઉનની સામે, ગોધરા, જિ. પંચમહાલ. ફોન : (૦૨૬૭૨) ૨૬૨૩૦૦

**અમદાવાદ** : **દાદા દર્શન,** ૫, મમતાપાર્ક સોસાયટી, નવગુજરાત કોલેજની પાછળ, ઉસ્માનપુરા, અમદાવાદ-૧૪. **ફોન:** (૦૭૯) ૨૭૫૪૦૪૦૮

**વડોદરા** : **દાદામંદિર,** ૧૭, મામાની પોળ, રાવપુરા પોલીસ સ્ટેશનની સામે, સલાટવાડા, વડોદરા. **ફોન :** ૯૯૨૪૩૪૩૩૩૫

| | | | |
|---|---|---|---|
| **અમરેલી** | ૯૪૨૬૯ ૮૫૬૩૮ | **ભરૂચ** | ૯૯૨૪૩ ૪૮૮૮૨ |
| **ભાવનગર** | ૯૯૨૪૩ ૪૪૪૨૫ | **નડીયાદ** | ૯૯૯૮૯ ૮૧૯૬૫ |
| **જામનગર** | ૯૮૨૪૨ ૭૭૭૨૩ | **સુરત** | ૯૫૭૪૦ ૦૮૦૦૭ |
| **જૂનાગઢ** | ૯૯૨૪૩ ૪૪૪૮૯ | **વલસાડ** | ૯૯૨૪૩ ૪૩૨૪૫ |
| **ગાંધીનગર** | ૯૯૨૪૧ ૨૪૦૪૨ | **મુંબઈ** | ૯૩૨૩૫ ૨૮૯૦૧ |
| **ગાંધીધામ** | ૯૯૨૪૩ ૪૮૮૪૪ | **દિલ્હી** | ૯૮૧૦૦ ૯૮૫૬૪ |
| **મહેસાણા** | ૯૯૨૫૬ ૦૫૩૪૫ | **બેંગ્લોર** | ૯૫૯૦૯ ૭૯૦૯૯ |
| **પાલનપુર** | ૯૮૨૫૨ ૮૦૯૨૩ | **કોલકતા** | ૯૮૩૦૦ ૯૩૨૩૦ |
| **ભાદરણ ત્રિમંદિર** | ૯૯૨૪૩ ૪૩૭૨૯ | **પૂના** | ૯૪૨૨૬ ૬૦૪૯૭ |

| | | | |
|---|---|---|---|
| **U.S.A.** | +1 877-505-DADA (3232) | **Australia** | +61 421127947 |
| **U.K.** | +44 330-111-DADA (3232) | **New Zealand** | +64 21 0376434 |
| **Kenya** | +254 722 722 063 | **Singapore** | +65 81129229 |
| **UAE** | +971 557316937 | | |

**વેબસાઈટ : www.dadabhagwan.org**



# ભોગવે એની ભૂલ

'આ ગજવું કપાયું, એમાં ભૂલ કોની ? આનું ગજવું ના કપાયું ને તારું જ કેમ કપાયું ? તમારા બેમાંથી અત્યારે ભોગવે છે કોણ ?' 'ભોગવે એની ભૂલ !' એ કાયદો મોક્ષે લઈ જશે.

કોઈ પૂછે કે મારે મારી ભૂલો કેવી રીતે ખોળવી ? તો અમે એને શીખવાડીએ કે 'તને ક્યાં ક્યાં ભોગવટો આવે છે, એ તારી ભૂલ. તારી શી ભૂલ થઈ હશે, તે આવું ભોગવવાનું આવ્યું, એ ખોળી કાઢજે.' આ તો આખો દહાડો ભોગવટો આવે છે, તે ખોળી કાઢવું જોઈએ કે શી શી ભૂલ થઈ છે ! આ તો આપણી ભૂલે બંધાયા છીએ, કંઈ લોકોએ આવીને બાંધ્યા નથી. તે ભૂલ ભાંગે પછી મુક્ત.

- દાદાશ્રી

dadabhagwan.org

9 789385 912467

Printed in India

Price ₹ 10